દેસાઇ શ્રી ગોપાળદાસ વિહારીદાસનાં

ચીરંજીવી લલીતા બહેનનો

# વિવાહ વિનોદ.

લગ્ન સોજીત્રાના અમીન કેશરીયાબાપા

રાવજીભાઇના દીકરા સાથે થયાં


રચનાર-પ્રસિદ્ધ કરનાર.

કવિ. શિવલાલ ખુશાલભાઇ બ્રહ્મભટ.

અમદાવાદ—ગોમતીપુર.



અમદાવાદ.

ખમાસાને ચકલે ધી 'નટવર' પ્રિન્ટીંગ પ્રેસમાં

ભોગીલાલ નારણદાસ બોડીવાળાએ છાપ્યો.

સંવત ૧૯૬૭ સન ૧૯૧૧

કીંમત અમુલ્ય.

શ્રી ગણેશાય નમઃ



દેસાઈ શ્રી ગોપાળદાસ વિહારીદાસનાં
ચીરંજીવી બહેન લલીતાબાનો.

# વિવાહ વિનોદ.

( લગ્ન સોજીત્રાના અમીન રાવજીભાઇ કેસરીયા
બાપાના દીકરા સાથે થયાં. )

દુહા.

સુંઢાળાને સેવીને, પુજુ ઉમાપતી ઈસ;
વિઘ્ન હરો વિવાહતણાં, જય જય જય જુગદીશ. ૧
દીનમણી દેસાઇનાં, સફળ હો સૌ કાજ;
અચળ આયુશ ભોગવો, યસસ્વિ અકલબાજ. ૨
બહેન લલિતાબા તણો, સદૈવ રહો સુહાગ,
વરવહુ આયુષ પામજો, ભુવિસે મહાભાગ. ૩
દેસાઇ કુળ દીપક મણિ વિહારી સુત વિદ્વાન;
નાત્તમવરી સુનામના, બહાદુર બુદ્ધિ નિધાન. ૪
કરૂણા સિંધું કેશરી, મોતીચંદી માલ;
નિવાસી નડિયાદના, બાહોશ બુદ્ધિ વિશાલ. ૫
આડંબર કીધો અતી, વડા વિવાહ પ્રસંગ;
અધિક કીધી ઉદારતા, ઉરધરી ઉછરંગ. ૬
દાતાં બાલુભાઈ દીપતા, કૂળ દીપક કુમાર;
અચળ રહો આલમ વિશે, પ્રતાપી પરિવાર. ૭

## " નાથ કૈસે ગજકો બંધ છુડાયો " એ રાહ.

વિવાહ રચીયો મહાભારી, નાનાસાહેબે વિવાહ રચીયો મહાભારી.
વડીલો સમ વિશ્વનીમાંહે, વિમળ કીર્તિ વિસ્તારી. નાનાસાહેબ ટેક.
આમંત્રણો કરી દેશ વિદેશે, સગા તેડયા સુખકારી;
મીત્ર મંડળ માન્યથી તેડયું, તેડ્યા દાના દરબારી. નાનાસાહેબે. ૧
દાના પધારેલ દરબારીઓની, સ્વાગત કીધી બહુ સારી;
જેમણે આવી લગ્ન પ્રસંગે, વિશેષ શોભા વધારી. નાનાસાહેબે. ૨
નૂર દર્શાવ્યું નાનાસાહેબે, વડા આ વિવાહ પ્રસંગે;
ખર્ચ કીધાં ખંત ધરી ખુબ, અધિકારીએ અધિક ઉમંગે. નના. ૩
રૂડા વેવાઇ રાવજીભાઇ અમીન, સોજીત્રાના સદાચારી;
કેસરીયા બાપા જે કેહેવાયે, મહામોટા માન્યકારી. નાના. ૪
દબદબાદાર દીપતી જાનલઇ, સાથે સારા અધિકારી,
વિવેક જેમણે વડોજ કીધો, પ્રેમ સહીત પધારી. નાના. ૫
કોડવસા કેસરીયા બાપાની, અધિક ગણાય હોંશિઆરી;
દેશ અને વિદેશની માંહે, વિમળ યસ કિર્તિ વિસ્તારી. નાના. ૬
સુખરંગે રંગ્યા રૂપાળા, મેહેલ મેલાતોને બારી;
શોભાયમાન સારાં બહુ દીસે, છજાં ઝરૂખાં અટારી. નાના. ૭
ચોકની માંહે મંડપ મનોહર, શોભા દેતો બહુ સારી;
સુવરા મંડપ જેવો સુંદર, મંગળ મય મહા મોદકારી. નાના. ૮
બંગલા હવેલી મહેલ મેલાનો રૂડા રંગી મીનાકારી;
મંગળ લીલારચી મનોહર, ઇંદ્ર પુરી હેઠે ઉતારી. નાના. ૯
તરીયા તોરણો બાંધ્યાં બહુ બારે, કુસુમો કેરાં જરતારી;
લાયક શોભતાં લુગડા કેરાં, આસો પ્રલવનાં આનંદકારી. નાના. ૧૦
ઘોર સુરે નોબતો ગાજતી, શરણાઇઓ વાજતી. સારી,
વાજાં વડાં વિધવિધનાં વાજે, ગાયનો ગાએ લલકારી. નાના. ૧૧

દારૂખાનું છુટયું છટાદાર, તરેહદાર તેની તેજદારી;
દબદબાદાર સાજન દીપતું, આવેલ ઉમદા અમીરો સરકારી. નાના ૧૨
રૂડો રેવન્યુ કમિશ્નરનો ઉમંગ, પહયો ન જાય પોકારી;
હર્ષ અબ્ધિ ઉભરાય હૈયા બહાર, શોભા સબળ સુધારી. નાના. ૧૩
કુમારનો હર્ષ કથ્યા જાયે નહી, લાયક સગાં કેરો લાભકારી;
દાના દેસાઇયોને હર્ષ ઉપજ્યો, શુભ ગીતો ગાયે સન્નારી. નાના. ૧૪
ઘાસાહેબને દુનો હર્ષ હતો, સદ્ગુણી જે સદાચારી;
કૈશરેહીંદની કૌન્સીલ માંહે, વેરી સુને ઇજત વધારી. નાના. ૧૫
આવેલ મેમાનોને હર્ષથી, અરપ્યા પોશાકો રૂપાળા;
ગોપાળદાસે ઘણુ માન્યથી, પાઘડીયો પેહણી દુશાલા. નાના. ૧૬
ખર્ચ કર્યો બહુ ખંત ધરીને, વડો વિવાહ પ્રસંગ વિચારી;
નાત જાતને નગરમાંહે, જસ મેળવ્યો જયકારી. નાના. ૧૭
ખુશ કર્યા બહુ કવિ કોવિદને, યશ મેળવ્યા ઉપકારી;
ન્યાતી ભોજન હવાંજ નૌત્તમ, સમરપ્યાં પાન સોપારી; નાના. ૧૮
મનોહર લીલા મંડપ કેરી, હવેલી ઉત્તમ શણુગારી;
શોભાને જોઇ સૂરો શરમાયે, મઘવાપતી જાયે મનહારી. નાના. ૧૯
ચોકની માંહે ચાર શોભતાં, બરાસ કસ્તુરી સુએહેકે;
કુમ કુમ કેસર અત્તર સુગંધી, હાંડી ઝુમરો લાયક લેહેકે નાના. ૨૦
વૈશાખ સુદી ત્રીજને દીવસે, પરમ શોભા હતી પ્યારી;
વડા ઉત્સાહ વજીર સાહેબના, જગદીશ રાખજો જારી. નાના. ૨૧
સાજન સરવેની સ્વાગત કીધી, અત્તર સુગધ અરપી સારી;
ગુલાબજળો છીરકાયાં છટાદાર. અપાઈ કલગીયો ગુલેહજારી. નાના. ૨૨
વરઘોડામાં વરરાય કેરી, શોભા સારી દીસે;
દીપતા દરેક અલંકારોથી, હરકેનાં મન હીસ્સે. નાના. ૨૩
સુદી હવાં મન મેમાનો કેરાં, સ્વાગત જોઈ બહુ સારી;

સવડ સારી પડી સૌને, તાજી રખાઇ તપાસદારી. નાના ૨૪
કસુંબા ચાહ હતા ઉત્તમ, સાકરો સહુને અપાઇ;
જોજનો હતાં ભાત ભાતનાં, ઘૃતસાકરનાં ને મીઠાઇ. નાના. ૨૫
લલીતા બેહેનના લાયક વિવાહનો, અમુલ્ય અવસર હાથ લાધ્યો,
એમ જાણી દેશાઇને દીલ, વડો પ્રેમજ વાધ્યો. નાના. ૨૬
કુલીન કેશરીઆ બાપાને, અપાઇ પહેરામણી આનંદકારી;
દેસાઇ તરફથી દીલ મોકળે, સરવે હતા સંતોષકારી. નાના. ૨૭
વડો વિવેક વિહારીસુતનો, રૂડો જોઈ રાજદ્વારી;
હર્ષીત હતા અમીનો સરવે, ગુણિયલ ગૃહસ્થો ગુણકારી. નાના. ૨૮
સૌભાગ્ય ઉમા સાવીત્રીનું, લલીતા પામો લાભકારી;
વડુ આયુષ હો વરરાયનું, વંદુ શ્રી કુંજ વિહારી. નાના. ૨૯
દીર્ઘાયુશ રહો દાના દીકરા, જસ કીરતી જગ જામો;
દાદુભાઇ વૃજકીશોર વિભુ, પાયરીયો ઉચી તે પામો. નાના ૩૦
નુરદાર નાના સાહેબ દેસાઈ, સદા રહો સુખાકારી,
શિવલાલ કહે શિરનામી, હરીશુ વિનતી હમારી. નાના. ૩૧
દેસાઇજીનો દીપતો પરિવાર, અચળ રહો આનંદકારી;
લલીતા બહેનનો વિવાહ વિનોદ, અચળ રહો અરચુ ત્રીપુરારી.નાના ૩૨
વડી શોભા હવી વિવાહ પ્રસંગે, અયેચ્છ જેમાં ઉચારી;
પીતા રામપ્રસાદનો કહે, સદ્ગ્રહસ્થો લેશો સ્વિકારી. નાસાહેબ.

## યસ્વી દીવાનજી હરીદાસવિહારીદાસના ચીરંજીવી સંતદાસભાઈના વિવાહ વિશે.

### મનહર છંદ.

સદ્ભાગી સાધુરામ, પીતા જેવાં કરે કામ;
શોભાવ્યું સરસ ધામ, વિવેક વિચારથી.

દુહો.

વડેરા વસો ચલાવી, દાનાઇ સુ દરશાવી;
જમાવટ સુજમાવી, કુશળ કારોબારથી.
ખર્ચો ખુબ સારું કરી, વિમળ કીરતિ વરી,
અહંકાર નહીં જરી, વેગળા વિકારથી.
ઉભય ઉદાર વીર, ઇજતદાર અમીર;
કામો કર્યાં અકસીર, મોટા મહા પરોપકારથી. ૧

પરણાવ્યા સુભ પ્રીતથી, સુન્નુ સંતદાસ ભાઇ,
વિવાહ દ્વારે વિવેકથી, છટાદાર કીર્તિ છાઇ. ૧
સલામત રાખો શ્રીપતી ઉભય વીર ઉદાર:
ઉજવળ પદવી મેળવો, મહિ મંડળ મોઝાર. ૨

## દેસાઈ શ્રી દાદુભાઇ વ્યારસાહેબનાં દીકરી ભાનુમતી બહેન અને શ્રી. પ્રાણજીવનદાસ તથા નરસિંહ ભાઇનો વિવાહ વિલાસ.

( પુત્રોનાં લગન વસો તથા કરમશદ થયાં. )

મનહર છંદ.

ધા સાહેબ સુ દેસાઈ, સદા રહો સુખદાઇ;
છટાદાર કીર્તિ છાઇ, વડેરા વિકાશથી.
મર્તબાદાર મહાન, નિરપુર્ણ વિદ્વાન;
બાહોશ બુદ્ધિ નીધાન, ભલા ભાગ્યે ભાસથી.
પદવી ઇશ્વર પામ્યા, જયકારી સારા જામ્યા:
માન પામ્યા મેદનીમાં, લાયકી લબાશથી.
કહે કવિ શિવલાલ, દાના દીલના દયાળ;
સુમાન દે સરકાર, વડા વિદ્યાભ્યાસથી.

દુહો.

ધા સાહેબ દુનિયા વિશે, મિઠો રત્ન મહેરબાનુ;
દેશાઇ કુળ દીપકમણી, બહાદુર બુદ્ધિ નીધાન. ૧
દર્શાવ્યું દુનિયા વિશે, નામ પ્રમાણે નુર;
સદકીર્તી વરી સર્વમાં, ઇંગ્રેજોની હજુર ૨

"અલબેલીરે અબેમાત, જોવા નીત જઇએ.—એ રાગ.

મહા મોટા મર્તબાદાર, ધા સાહેબ દેશાઇ;
કોંસલરે કૌન્સિલ મોઝાર, છટાદાર કીર્તિ છાઇ. ટેક.
ભલો વિવાહ કર્યો ભાનુમતીનો, ઉરધરી ઉત્સાહરે;
દાદુભાઇની દીકરી કેરો, વરી વડી વાહ વાહ. ધા. ૧
મનોહર મહા મંડપ રચીયો, મહા તેજનો અંબારરે;
મંગળ લીલા મોટી કીધી, હાંડી તકતાઓ અપાર. ધા. ૨
સદાચરણી સાત્વકીસારા, ગુણિલ ગ્રહસ્થ ગંભીરરે;
કૌન્સલર કહાવે કૌન્સિલકેરા, ઇજતદાર અમીર. ધા. ૩
વડિલો સમ વડી વિશ્વમાં, સાહેબ વર્યા સુવાસરે;
દેશ અને વિદેશ વિશે, કીધી કીર્તિ પ્રકાસ. ધા. ૪
સદ્‌ભાગી તે સર્વે ભાઇઓ, ગુણીયલ ગ્રહસ્થો ગણાયરે;
સદાચરણી સરકારમાંહે, મોટે દરજ્જે મનાય. ધા ૫
પૈસાદાર પુણ્યવાન પ્રતાપી, ભારે ભરોસાદારરે;
માની મુંબાઇ સરકારે તેમને, આપ્યા મોટા અધિકાર. ધા. ૬
ગુજ્જર વીર ગણી ગવર્નરે, નેકન્યાઇની ચુટણી કીધીરે;
વજીર પદવી સોરઠ સુબાએ, હરીદાસભાઇને દીધી. ધા. ૭
અફસોસ તેમના અસ્ત થવાથી, તે જગો પડી રહી ખાલીરે;
મુંબાઇ સરકારના મોટા આદરે,માન સાહેબે સંભાળી ધા ૮
નૂરદાર નાના સાહેબે, ઊંચા મેળવ્યા અધિકારરે;
રૂડા રેવન્યુ કમિશ્નર રૂપે, કર્યો રાજ્ય કારભાર ધા

નાના સાહેબ તેજસ્વી તેવા, કુમારો કુળ પરિવારરે,
વડીલો કેરા વડા પુન્યે. હરેક નીવડ્યા હોશિયાર. ધા. ૧૦
માનસાહેબે મહેલ કરાવ્યો, નાના સાહેબે નવી તરે;
આંબુરામભાઇ સુભાગી તેવા, સતદાસભાઇ સુપ્રવીણ. ધા. ૧૧
ઇંતેખમદારી કામો સોંપવા, યુરોપી મોટા અમલદારરે;
ગુજર ત્રિર ગણ્યા થયું દરજે, આગે એમનો ઇનબર ધા ૧૨
ભુપતી જેવા ભાનુમતીનો, વિવા હવા વેરા વીરરે;
જે પ્રસંગે જાનમાં ઝાઝા, ફિજગા આવ્યા અમીર. ધા. ૧૪
ધા સાહેબે દીલ મોકળે, પહેરામણી દીધી પુરરે;
વડા વેવાઇ સગા સરવનાં, આનંદ્યા બહુ ઉર. ધા ૧૫
ભાનુમતી બેહેનનો ભુનંડો, આગળ રહો ઉત્સાહરે;
ધા સાહેબ દેસાઇજીએ, વડી મેળવી વાહ વાહ. ધા. ૧૬
સૌભાગ્ય ઉમાસાવીત્રીનું ભાનુમતી બહેન પામોરે;
વડુ આયુશ થાઓ વરરાયનું, જશ તો જગમાં જામો ધા. ૧૭
સલામત રહો ધા સાહેબનો, સકળ કુટુંબ પરિવારરે;
દીર્ઘાયુશ હો ધા સાહેબનું, કુશળ રહો કુમાર. ધા. ૧૮
પ્રાણ જીવણદાસ પરણ્યા વસાએ, ઇશ્વરભાઈ અમીનને ઘેરરે;
વડો વિવાહ કર્યો વિવેકે, છે પુરી પ્રભુની મહેર. ૧૯
કરમશદના કરમજાદા, વેરંભાઇ અમીનરે;
નૌત્તમ વિવાહ હુવો નરસીંહભાઇનો, પ્રતાપી વેવાઇ પ્રવીન. ૨૦
નટપુરીમાં નામદાર કેરો, અધિક મોટો ઉજેસરે;
કાયમ રહો કવિ શિવલાલ કહે છે, ખલકપતી ખગેશ. ધા. ૨૧
ઉતાવળથી આ લખ્યું છે અલ્પમતી અનુસારરે,
માટે માતબરો મહેરઆણી, સારો કરશો સ્વાકાર. ધા. ૨૨
ફરજ અદા કરવા આલેખ્યું, કહે કવિ શીવલાલરે;
ગુદસ્તાથી ઘણું કરીને, વિશેષ હોવાથી વહાલ. ધા. ૨૩

સમાપ્ત.